ॐ १४५१

॥ अवन्तिकाधिनिवासी ॥

# ॥महाकालेश्वराख्यायिका॥

श्लोकाः

आत्मनो न सहायार्थं पिता माता च तिष्ठति ॥
न पुत्रदारा न ज्ञाति धर्मस्तिष्ठति केवलम् ॥ १ ॥
अहिंसा सत्यमस्तेयं शौचमिन्द्रियनिग्रहः ॥
दानं दया दमः क्षान्तिः सर्वेषां धर्मसाधनम् ॥ २ ॥
आलोड्य सर्वशास्त्राणि विचार्यैवं पुनः पुनः ॥
इदमेकं सुनिष्पन्नं ध्येयः साम्बशिवः सदा ॥ ३ ॥

"योजक."

एक.

"शिवः पन्थानुयायी."

विक्रमाब्दाः १९५७ शकाब्दाः १८२२.

ॐ

# श्रीअवन्तिकाधिनिवासीमहाकालेश्वराख्यायिका

॥ श्री ॥

## ॥ ॐ तत्सत्परमात्मने नमः ॥

॥ श्रीगणेशायनमः ॥



यंब्रह्मवेदान्तविदोवदन्तिपरंप्रधानंपुरुषंतथान्ये ॥
विश्वोद्गतेः कारणमीश्वरंवातस्मैनमोविघ्नविनाशनाय ॥१॥

## ॥ ॐ श्री नमः शिवाय ॥

वेदान्तेषुयमाहुरेकपुरुषंव्याप्यस्थितंरोदसी
यस्मिन्नीश्वरइत्यनन्यविषयःशब्दोयथार्थाक्षरः ॥
अन्तर्यश्चमुमुक्षुभिर्नियमितप्राणादिभिर्मृग्यते
सस्थाणुःस्थिरभक्तियोगसुलभोनिःश्रेयसायास्तुवः ॥२॥ वि.
महेश्वरेवाजगतामधीश्वरेजनार्दनेवाजगदन्तरात्मनि ॥
नयोर्नभेदप्रतिपत्तिरस्तिमेतथाऽपिभक्तिस्तरुणेन्दुशेखरे।३। वै.
अवन्तिकायांविहितावतारंमुक्तिप्रदानायचसज्जनानाम् ।
अकालमृत्योःपरिरक्षणार्थंवंदेमहाकालमहासुरेशम् ॥ ४ ॥

ॐ

॥ श्रीगणेशायेनमः ॥

# श्रीअवन्तिकाधिनिवासीमहाकालेश्वराख्यायिका

એક સમયે ઉજ્જયની નામે મહા વિખ્યાત નગરીને વિષે; મહારાજા ચંદ્રસેન નામે મહા પ્રતાપી, ન્યાયી, દાની, શિવવ્રત પાળનાર શિવભક્ત થઇ ગયા. જેની વિજય પતાકા દેશોદેશ રાજેશ્વરીનું સ્મરણ કરાવતી ફડફડ ઉડી રહેતી જેનો પ્રતાપ જોઇ સર્વ રાજા માથું નમાવતાં હતાં.

મિત્ર, ચતુર શિરોમણી તથા પવિત્ર; શિષ્ય આસ્તિક અને ઉદાર; પત્નિ સુંદર અને પતિવ્રતા; પુત્ર વિદ્વાન, શુવક્તા, ભક્ત અને ભાગ્યવંત; પિતા જ્ઞાની, એ પુર્વના અતિ સુકૃતે કરી પ્રાપ્ત થાય છે.

આ ચંદ્રસેન મહારાજાને, ચતુર શિરોમણી પવિત્ર મિત્ર મણિભદ્ર નામે હતો. ચંદ્રસેનને પોતાનો પ્રાણ મિત્ર ગણતો હોવાથી, એણે કોઇ મહંત પાસે મેળવેલો અમુલ્ય મણી, જેના દર્શને સર્વ રોગો દહન થતા; જેના પ્રતાપે કરી દેશમાં દુષ્કાળ, અવર્ષણ, ભય, શોક અને દરિદ્ર, દુર રહેતાં; તથા તેને ધારણ કરનાર પુરૂષ વિદ્વાન, કાંત્તિવાન, સુરગણ માફક કરનાર, વળી સમરાંગ ગણે જય પ્રાપ્ત કરાવનાર તથા સર્વ વૈરીને મિત્ર બનાવે એવો પ્રતાપી મણી; મણીભદ્રે ચંદ્રસેનને અર્પણ કર્યો, જેના પ્રતાપે કરી દેશમાં દુઃખો દુર થઇ ઉન્નિતીને પામવા લાગ્યો અને દેશ વૃધ્ધાંગત થવા માંડયો.

દુષ્ટોની એવી રીતી છે જે બીજાનું સુખ તથા ઉન્નત સ્થિતી જોઇ પોતાના અંતઃકરણને વિષે અતિશય કષ્ટ પામે છે. તેજ ન્યાયે

મહારાજા ચંદ્રસેનની ઉન્નતિ થતી જોઈ આજુબાજુના ખંડીઆ ભૂપો ને પરિતાપ થવા લાગ્યો, તેથી સર્વે નાના મોટા ભૂપો એકત્ર થઈ બહોળું લશ્કર લેઇ ઉજ્જયની ઉપર હલ્લો કરવા બહાર મોટા મેદાનમાં તંબુઓ ઠોકી મુકામ કર્યો, તથા રાજાધીરાજ ઉપર એક સેવકને પત્ર આપી વિદાય કર્યો.

અવન્તિ નગરીનાં સર્વે લોકો આનંદમાં દીવસો ગુજારે છે. તથા દરેક મોટા નાના શિવાલયોમાં નોબતો ઘંટા વાગી રહ્યા છે. લોકો દર્શન કરતા રાજાનું ભલુ ઇચ્છતા સ્વસ્થાને જાય છે. એવા સમયે રાજાધીપ કચેરી ભરી બીરાજમાન થયા છે. એટલામાં એક સેવકે આવી જણાવ્યું જે કોઈ દુત કંઇ પત્ર લેઇ સભામાં આવવા આજ્ઞા માગે છે. મહારાજાના રાજમાં કોઇને સભામાં જવાનો બાદ નહોતો તેથી દુતને આવવા દેવા ફરમાવ્યું દુતે આવી સાત વખત વંદન કરી પત્ર આપ્યો પત્ર લેઈ મહારાજાએ પ્રધાનને સર્વ સભાસદો સાંભળે તેમ વાંચવા ફરમાવ્યું પ્રધાને પત્ર વાંચવો શરૂ કર્યો આ વખત સભામાં એટલી શાંતિ પ્રવૃતિ હતી જે સોયપડે તો તેનો પણ અવાજ સંભળાય.

"મહારાજા ધીરાજા ચંદ્રસેન મહારાજ.

લી. સર્વે ભૂપોના યથા ઘટિત વિ. વિ આપની પાસે જે અમુલ્ય, મહાપ્રતાપી, પ્રકાશવાન મણી છે તે અમારે સ્વાધીન કરો કિંવા યુદ્ધ કરવા રણક્ષેત્રે બહાર પડો. નહીતો અમો સર્વે ભૂપો તમારૂં રાજ્ય લુટી રાજ્યાસન ખાલી કરી મણી લેઇ જશું. એજ.

લી. સર્વેભૂપો."

"મણી આપવાથી ક્ષત્રીપણાને રાજ્યાસનને તથા ક્ષાત્રધર્મને નામોશી લાગે; જો યુદ્ધ કરીશું તો નિરપરાધી કરોડો પ્રાણી વિણ વાંકે મૃત્યુ શરણ થશે. કહેવત છે જે ભારે વસ્તુનો સંગ્રહ તે વિપત્તિનું કારણ થઇ પડે છે; ભૂષણ તેજ દુષણરૂપ નિવડે છે; "**अतिसर्वत्र वर्जयेत्**" તેમ અતિરૂપ, અતિધન, અતિવિદ્યા, અતિપ્રીતિ, અતિ ભોગ વિલાસ, અને અતિ ભૂષણ તેજ વિઘ્ન કર્તા છે. પ્રધાનજી તમો લશ્કર લેઈ તેઓ તરફ પ્રયાણ કરો. અને હું કરૂણાસિંધુ દીનદયાળ, જગદોદ્ધારક, ભક્ત પાલક, ત્રીપુરાંતક, હિમાચલ કુંવરીનો પ્રાણેશ્વર જગદાત્મા, આપણો સહાયક શ્રી મહાકાલેશ્વરને શરણ જાઉછું જેથી તે સર્વ વિઘ્નોનો સંહારક છે." એમ ચંદ્રસેન મહારાજાએ કહી દેવાલય તરફ પ્રયાણ કર્યું.

મેદાનમાં ભયંકર યુદ્ધ ચાલી રહ્યું છે ધનુષ્યોના ટંકાર તરવારના પટાના ખડખડાટ તોપોના ભડાકા અને બંદુકોના અવાજે ગામ લોકોના કાનને ત્રાસ ઉપજાવવો શરૂ કર્યો છે. તો પણ મહારાજાધિરાજ સ્વસ્થ ચિતે, સર્વે ચિંતાનો પરિત્યાગ કરી નાના વાદીત્રોના અવાજ તથા પુરવાશીઓના હરહર શબ્દ વચ્ચે સ્વસ્થ ચિત્તે માનસ પુજામાં છેક લીન થઇ ગયા છે.

આ સર્વ ધામધુમ મચી રહી છે ત્યાં પાસેના મહોલ્લામાંથી એક પતિ હીન ગોપ વધુ છ વર્ષના પુત્રને કેડે લેઇ તે સ્થાનક પ્રત્યે આવી પુત્રને તે સ્થાનકે બેસવાનું કહી ત્યાં બેસાડી સ્વગ્રહને વિષે પાછી ગઈ ને પોતાના કામે લાગી.

ગોપબાળે રાજાને પૂજા કરતાં જોઇ પોતે પણ તેવી પુજા કરવાનું ધારી; એક લિંગાકૃતીનાનો પાષાણ લેઇ, મૃતિકાની વેદિકા કરી;

તે મેળવેલા લિંગાકૃતી પાષાણની દિવ્ય શિવ પ્રતિમા ધારી, પ્રીતિ પૂર્વક સ્થાપન કર્યું. આ સર્વત્રનો તેણે એક પાસેના તૃણગૃહમાં આરંભ કર્યો.

આ બિચારા ગોપબાળ પાસે નહોતા ચાકર, કે નહોતા આચાર્ય, કે નહોતી પૂજા સામગ્રી કીંવા સાહિત્ય આવે સ્થળે રાજ્યો પચારનું ધ્યાન ધરી, પદ્માસન નાંખી યથાર્થ પૂજાનો આરંભ કર્યો. ગંધાક્ષતને અભાવે તેણે બારીક પાષાણના તુકડાઓ લાવી તે લિંગાકૃતી મુર્તિને અર્પણ કરવા લાગ્યો; ધુપ, દીપ, નૈવેદ્ય વિગેરેમાં તેજ વસ્તુ વાપરવા લાગ્યો. પુષ્પ બીલીપત્રને ઠેકાણે વાસ રહિત ઘાસના જંગલી પુષ્પ તથા સુકાં ઘાસનાં તણખલાં ચડાવવા લાગ્યો, મંત્ર, આસન, ધ્યાનની પણ માહિતી નથી છતાં પ્રેમ પૂર્વક પૂજા કરી ચુવા ચંદન અબીલ ગુલાલ ને બદલે મૃતિકાજ ચઢાવી રાજોપચાર પૂજા આટોપી શિવ ધ્યાનમાં મગ્ન થઇ આંખો મિચી માનસપુજા કરવા માંડી.

ગોપબાળ માનસપૂજાના ધ્યાનમાં એટલો લીન થઇ ગયો જે તેની માતાએ રસોઇ આટોપી પોતાના પુત્રને જમવા માટે સાદ કરવા લાગી, પરંતુ જ્યારે, છોકરે પ્રત્યુત્તર વાળ્યો નહી; ત્યારે તે ઘર બહાર આવી. જુવે છે તો પુત્ર તૃણગૃહની અંદર આંખો મીચી સ્વસ્થ બેઠો છે, ત્યાં આવી તેની માએ કહ્યું કે " જમવા ચાલ આ તેં શું માડયું છે, " તો પણ જ્યારે પ્રત્યુત્તર આપ્યો નહી ત્યારે તેની માતાને રીસ ચડી અને તેની જે પુજા હતી તે ઉચકી દુર ફેંકી દીધી અને હાથ ઝાલી ખેંચી ઉઠાડી કહેવા લાગી કે " જમવા ચાલ ";

ત્યારે તે ધ્યાન મુક્ત થઇ જુએ છે તો પોતાની મુર્તિ ફેંકી દીધેલી માલમ પડી.

પોતાની ઇષ્ટ વસ્તુનો નાશ કરવામાં આવે છે, ત્યારે નાના યા મોટાને સરખુંજ દુઃખ ઉત્પન્ન થાય છે, તેમાં જેને પોતાના ઇષ્ટ દેવ તરીકે માનેલાનો કોઇ વિધ્વંસ કરે તો તે દુઃખના જેવું બીજું દુઃખ નથી. તે નિયમને અનુસરતાં આ ગોપબાળે જ્યારે પોતાના ઇષ્ટ દેવનું અપમાન કરી ફેંકી દેઇ નાશ કરવામાં આવેલ છે એમ જોયુ, ત્યારે તે છાતી માથુ કુટતો રોવા લાગ્યો, ને તે દુઃખથી તેને મુર્છા આવી; તથા પોતે "શિવ શિવ" નામનો ઉચ્ચાર કરતો પ્રાણ ત્યાગ કરવા તત્પર થયો.

પુત્રને વિચિત્ર કરણી કરતો જોઇ તથા પોતાનું કહ્યું માનતો નથી ને ખુબ હડે ચડેલો જાણી રીસથી ગાળો રૂપી આશીશ દેતી ગૃહને વિશે જઇ ખાઇ પી જીર્ણ વસ્ત્ર ધારણ કરી જીર્ણ સાદડી બીછાવી, જીર્ણ તૃણગૃહની અંદર નિદ્રાધીન થઇ.

આસ્તિક, પ્રેમી, અને દૃઢ મનના જનોને પરમાત્મા પ્રસન થાય છે. તેની કૃતી ન્યારીજ છે. તેની કળાને કોઇ પહોચી શકે તેમ નથી, તે પળમાં રંકના રાવ બનાવે છે; અને ઘડીના છઠ્ઠા ભાગમાં રાવના રંક કરે છે. તેની મરજીમાં આવે તો સ્થળને ઠેકાણે જળને જળને ઠેકાણે સ્થળ નિમીષ માત્રમાં બનાવે છે. માટે હરહમેંશ આસ્તિક બની પરમાત્માનું ધ્યાન ધરવું તથા પવિત્ર પુસ્તકોનું મનન કરવું જેથી મેલી બુદ્ધી શુદ્ધ થઇ પવિત્ર થાય અને તેથી નાસ્તિકપણાનો ભાગ કમી થઇ પરમાત્મા શિવરૂપ થવાય તથા જીવરૂપને મુક્તિ મળે. "તથાસ્તુ !"

ગોપબાળ ખૂબ રૂદન કરે છે. તથા વારંવાર " શિવ ! શિવ ! અહા શિવ ! " કરી છાતી માથા કુટતાં કુટતાં આંખો ઉઘાડી જુવે છે તો જર જર થયેલી તૃણકુટીને ઠેકાણે મોટુ રત્નમય શિવાલય બની. રહ્યું છે, સ્તંભોમાં હીરા માણેકના જડાવ કરી દીધેલાં નજરે આવે છે; હેમ કળશો બિરાજી રહ્યા છે તથા લિલમ મણી જડેલાં હેમ દ્વારો આવી રહ્યાં છે, વળી મધ્ય ભાગે ચંદ્રની પ્રભાને પણ ઝાંખાશ પાડતું મણી જડીત્ર અલંકાર ધારણ કરેલુ દિવ્ય લિંગ બિરાજી રહ્યું છે; તથા રાજ્યોપચાર પૂજા સામગ્રી તૈયાર આવી રહેલી છે, તે નિહાળી ગોપબાળ બ્રહ્માનંદમાં લીન થઇ યથા વિધી મહાપૂજા કરી, ષોડશોપચાર પૂજા સમર્પી, પુષ્પાંજલી અર્પણ કરી, શિવ નામાવળી ઉચ્ચારતાં નાચવા, કુદવા ને ભજન કરવા લાગ્યો.

" માગ માગ હે પુત્ર તારી દૃઢ ભક્તિ જોઇ હુ પ્રસન્ન થયો છું, " આવી ગંભિર દૈવ વાણી શુણી, ગોપબાળ દંડવત્ પ્રણામ કરી હાથ જોડી બોલ્યો " મારી માતાએ તમારી પૂજાનો ઉપહાસ કરી રીસથી અનાદર સહીત દુર ફેંકી દીધી હતી; તે મારી માતાનો અપરાધ ક્ષમા કરો; તથા મને હમેશાં ભક્તિ માર્ગ સુઝાડો. " " તથાસ્તુ" એવો ગંભિર નાદ થયો.

પુત્રે આવી ઘર વિષે પોતાની માતાને જાગ્રત કરી માહાકાલેશ્વર પ્રભૂનાં દર્શન કરવા આવવાનું કહ્યું, તેની માતુશ્રી ઉઠીને જુએ છે તો પોતે સાતમાળના ભવ્ય મંદિરમાં મોટા ગંજાવર દીવાન ખાનામાં દિવ્ય અલંકારો ધારણ કરેલી સુંદર કાન્તી મય બનેલી સુવર્ણ

મય લિંગકે સુતેલી હતી એવું દૃષ્ટિએ આવ્યું [illegible] મહાકાલેશ્વર નો તથા પ્રતાપી ભક્ત પુત્રનો પ્રતાપ સમજી પરમાત્માને વિનય પુર્વક નમન કરી દર્શન અર્થે ગઇ, કહેવત છે જે,

**" જનુની જણેતો ભક્ત જન, કાં દાતા કાં શુર.**
**નહિતો રહેજે વાંઝણી, મત ગુમાવે નુર. "**

તેમ ભક્ત પુત્ર જન્મવાથી ગોપ ગૃહિણીને અત્યાનંદ થયો ને ભવ્ય મંદીર તથા સર્વે સુખ પ્રાપ્ત થયું.

ગોપ ગૃહિણી આ સુવાર્તા નિવેદન કરવા જ્યાં મહારાજાધીપ ચંદ્ર સેન બિરાજ્યા હતા; ત્યાં જઈ આ સર્વે બીના વિદીત કરી. આસ્તિક જનને આવી વાત સાંભળતાં સ્ફુરણ આવે છે અને તેથી તે ઘણોજ આનંદી બને છે, તેમ ચંદ્રસેન મહારાજાને આ વાત માલમ પડતાં ત્યાં આવ્યા. અને માહાકાલેશ્વરનાં દર્શન કરી તે ભક્ત પુત્રનો આભાર માની આલીંગન દીધું.

દરેક માનવીનો એવો ધર્મ છે જે કંઇ નવીન ચીજની માહિતી મળતાં તે પદાર્થ જોવાની ઇચ્છા ધરાવે તથા તેને એક વખત નજરે જોઈ મનની તૃપ્તિકરે, તેમ આ વાત સઘળા નગરમાં ફેલાઇ તથા દેશો દેશ વિદિત થઇ તેથી તે મહત્મા ભક્ત જનના તથા નવિન સાક્ષાત માહાકાલેશ્વર ઉત્પન થયેલાંના દર્શન કરવા નાગરીકો આવવા લાગ્યા તથા આખો દીવસ એક ઘડીને માટે પણ ગોપ પુત્રને વખત મળવા ન લાગ્યો. પુરજનો દર્શને આવવા લાગ્યા તથા પોતાને કૃતાર્થ થયેલા માનવા લાગ્યા.

જ્યારે દિશાઓ સાનુકુળ હોય ત્યારે શત્રુ પણ મિત્ર બને છે તેમ આ સર્વે ભૂપોની માહાકાલેશ્વરના પ્રતાપે કરી હાર થવા લાગી વળી આનર્વિન વાત સર્વત્રફેલાએલી હોવાથી, તેઓ સર્વે સમજ્યા જે જેને પરમાત્મા શંકરની સહાયતા છે તેનું કોઇનાથી અહિત થવાનું નથી તેથી તેઓએ સલાહનું કહેણુ મોકલ્યું. તથા કહાવ્યું જે 'અમારી સર્વેની મહાકાલેશ્વરનાં દર્શન કરવા આવવાની આકાંક્ષા છે વળી જેને ગિરીજાવર પ્રસન્ન છે, એવા ભક્તરાજ ગોપ પુત્રનાં દર્શન કરી કૃતાર્થ થઇએ એવી ઇચ્છા છે; તથા અમો દ્વેષ અને દુર્વાસના દુર કરી તમારે અનન્ય શરણુ આવ્યા છીએ."

ચંદ્રસેન માહારાજ વાજતે ગાજતે અતિ ઉલ્લાસે, ભૂપ મંડળ સામે જઇ વધાવી લેઈ પુરમાં દાખલ થવા વિનતિ કરી. નગરીની શોભા તથા રચના અને પુરવાસીની ભક્તિ જોઇ સર્વે ભૂપો દીંગ થઇ ગયા; અંતે સર્વે મહાકાલેશ્વરના દેવાલયમાં પધારી લોટાંગણ કરતા દંડવત કરતા સ્તુતી કરવા લાગ્યા. ઇશ્વરી કૃત્ય નિહાળી એક બીજામાં વાત કરવા લાગ્યા; "જેને શિવ દયાળ પ્રસન્ન થાય તો તૃણકુટીનો મહેલ બને, ગૃહનીદાશી સિદ્ધ થઈ જરૂરીઆત ચીજો વગર માગે હાજર કરે, આગણાંના વૃક્ષો કલ્પ વૃક્ષ (ધારેલી વસ્તુ આપનાર દેવતાઈ વૃક્ષ) થઇ ઇચ્છિત ફળને આપે; મુગો પંડીત બને, પાંગળો ડુંગર ચઢે, જન્માંધ રત્નો પારખે, મૂઢ સુવક્તા બને, ભિક્ષુક સાર્વભૌમ થાય, થોડા શ્રમે ચિંતામણી પ્રાપ્ત થાય, અખંડ સુકિર્તીની ધ્વજા દેશો દેશ ઉડે, ભૂપો વદંન કરે, જ્યાં જ્યાં ખોદે ત્યાં ત્યાં રત્નો પ્રાપ્ત

થાય, ઘોડા શ્રમે વેદાંતનો સાર મળે, જો ઉમાવિલાસીની મ્હેર નજર હોય તો આવાં સુખો પ્રાપ્ત થાય."

શિવાલયમાં આ પ્રમાણે સર્વે ભક્તોનિ સુવાર્તા ચાલી રહી છે; એટલામાં અંજની પ્રીય વાયુ સુત, રાઘવ ચર્ણાવિંદ ભ્રમર, મનને દહન કર્તા, દ્રોણાચળ ઉત્પાટન, અર્જુનની રથધ્વજાએ બેસી પૃથ્વિનું સંરક્ષણ કર્તા એવા મારૂતી પ્રગટ હવા સર્વે ભૂપોએ દંડવત્ પ્રણામ કર્યા.

રામ પ્રિય હનુમંતે તે ભક્તને આલીંગન દેઇ શિવ પંચાક્ષરી મંત્ર, ન્યાસ માત્રકા, ધ્યાન પ્રકાર, પ્રદોશ શોમવાર વ્રત વિગેરે ઉપદેશ કરી મસ્તેક સ્વકર કમળ મુકયો,

જ્યાં સાક્ષાત રૂદ્રનો કર શિરે લાગ્યો તથા ઉપદેશ મળ્યો, ત્યાં શી ન્યુનતા રહી તે ગોપ પુત્ર અેાસક કળાવાન તથા બત્રીસ લક્ષણો બન્યો તે ગોપ પુત્રનું નામ શ્રી હનુમંતે શ્રીકર પાડયું સર્વે ભૂપો એ ચંદ્રસેન તથા શ્રીકરનાં ધન્ય ભાગ્યનાં વખાણ કરતા હવા.

અંજની હૃદયામ્બુજ મિલિંદે શ્રીકરને કહ્યું જે 'તારી આઠમી પેઢી એ ગોકુળમાં ગોપનો રાજા નંદ જન્મ ધારણ કરશે, તેનો પુત્ર કંસદમન, શિશુ પાળાંતક, કૌરવ મર્દન, પાંડવ પાળક શ્રી કૃષ્ણ ભગવાન અવતાર ધારણ કરશે.

શ્રીહરિની અવતાર પંક્તિઓ પાછળ થઇ ગઇ, તથા આગળ થશે. જેમ જપ માળાના મણુકા ફરી ફરીને તેજ આવે છે તેમજ અવતાર પંક્તિઓ સમજવી; તથા જેવી રીતે તીથી, વાર, માસ તેના

તેજ ... તે છે તેમજ શ્રીધર અવતાર ધારણ કરે છે. હે શ્રીકર તેનું સત્ય સમજ." આવી રીતનો બોધ કરી અંતર્ધાન થતા હવા.

શ્રીકરને ચંદ્રસેન રાજાએ મળી સર્વે ભૂપોનું સારી રીતે આતિથ્ય કરી, માનપત્ર સહીત વિદાય કર્યા. અને આ બંન્ને એકત્ર થઇ દરેક શોમ પ્રદોશ શિવરાત્ર ઉત્સાહ કરતા તથા યાચકોના અભિલાશ પૂર્ણ કર્તા અંતે શિવપદ પ્રતે જતા હવા.

આ પુસ્તકનો પ્રિતી પૂર્વક સંગ્રહ કરનાર પાઠ કરનાર મનન કરનારને સંતની સંપતિ પ્રાપ્ત થઇ દીર્ઘાયુશી થાયછે. જેનું ચિત્ત શિવાર્ચને મગ્ન રહે છે; તેનાથી વિઘ્નો ડરતાં ફરે છે; એવું મહાત્માએ સ્વમુખે કહ્યું છે.

આ પુસ્તક રૂપી વાસરમણી નિહાળી સજ્જન રૂપી કમળો ખીલી ઉઠે છે; તથા નાસ્તીકો, દુર્જનો, દાંભીકો રૂપી ઘુવડો પાપરૂપી અંધારે છુપાતાં ફરે છે.

શિવનદંકને પરમાત્મા મહાન નરકને વિષે નાખે છે; અને વિષ્ણુ નિદંકને ત્રીનેત્ર કુભીપાકે નાંખે છે; હરિહર નિદંકને સૂર્યનંદન નાના પ્રકારની યાતનાઓથી પિડીત કરે છે.

હે શ્રી ભક્તવત્સલ કૈલાસ નિવાસી બ્રહ્માંનંદ યતિરાજ તમારી લીલા ચરિત્રનું વર્ણન કરાવ્યું તેવીજ રીતે અન્ય વખતે તમારા ગુણ ગાન વર્ણન કરવાના તક આપજો તથા સર્વે સુખ શાંન્તિને આપો.

ब्रह्ममुरारीसुरार्चितलिंगं निर्मलभाषितशोभितलिंगम् ॥
जन्मजदुःखविनाशकलिंगं तत्प्रणामामिसदाशिवलिंगम् ॥ १ ॥
देवमुनिप्रवरार्चितलिंगं कामदहंकरुणाकरलिंगम् ॥
रावणदर्पविनाशनलिंगं तत्प्रणमामिसदाशिवलिंगम् ॥ २ ॥
सर्वसुगंधिसुलेपितलिंगं बुद्धिविवर्धनकारणलिंगम् ॥
सिद्धसुरासुरवंदितलिंगं तत्प्रणमामिसदाशिवलिंगम् ॥ ३ ॥
कनकमहामणिभुषितलिंगं फणिपतिवेष्टितशोभितलिंगम् ॥
दक्षसुयज्ञविनाशनलिंगं तत्प्रणमामिसदाशिवलिंगम् ॥ ४ ॥
कुंकुमचंदनलेपितलिंगं पंकजहारसुशोभितलिंगम् ॥
सञ्चितपापविनाशनलिंगं तत्प्रणमामिसदाशिवलिंगम् ॥ ५ ॥
देवगणार्चितसेवितलिंगं भावैर्भक्तिभिरेवचलिंगम् ॥
दिनकरकोटिप्रभाकरलिंगं तत्प्रणमामिसदाशिवलिंगम् ॥ ६ ॥
अष्टदलोपरिवेष्टितलिंगं सर्वसमुद्भवकारणलिंगम् ॥
अष्टदरिद्रविनाशितलिंगं तत्प्रणमामिसदाशिवलिंगम् ॥ ७ ॥
सुरगुरुसुरवरपूजितलिंगं सुरवनपुष्पसदार्चितलिंगम् ॥
परात्परंपरमात्मकलिंगं तत्प्रणमामिसदाशिवलिंगम् ॥ ८ ॥
लिंगाष्टकमिदंपुण्यंयः पठेच्छिवसन्निधौ ॥
शिवलोकमवाप्नोति शिवेनसहमोदते ॥ ॥ ९ ॥

॥ इति श्री लिंगाष्टकम् ॥

१५ १५२८

## ॥ द्वादशज्योतिर्लिंगानि ॥

सौराष्ट्रेसोमनाथंचश्रीशैलेमल्लिकार्जुनम् ।
उज्जयिन्यांमहाकालमोंकारममलेश्वरम् ॥ १ ॥
परल्यांवैजनाथंचडाकिन्यांभीमशंकरम् ।
सेतुबंधेतुरामेशंनागेशंदारुकावने ॥ २ ॥
वाराणस्यांतुविश्वेशंत्र्यंबकंगौतमीतटे ।
हिमालयेतुकेदारंघुसृणेशंशिवालये ॥ ३ ॥
एतानिज्योतिर्लिंगानिसायंप्रातःपठेन्नरः ।
सप्तजन्मकृतंपापंस्मरणेनविनश्यति ॥ ४ ॥

॥ इतिश्रीद्वादशज्योतिर्लिंगेषुमहाकालेश्वराख्यंज्योतिर्लिंगस्याख्यायिकासंपूर्णा ॥ अपराण्याख्यायिकाः शिवप्रसादादग्रेकथयिष्यामि ॥

॥ मणौवज्रसमुत्कीर्णेसूत्रस्येवास्तिमेगतिः ॥

॥ ॐ श्री अवन्तिकापुरिनिवासीमहाकालेश्वराय नमः शान्तिः शान्तिः शान्तिः ॥

॥ ॐ तत्सत् परमात्मनः प्रीयताम् ॥

